# રાષ્ટ્રીય કીર્તન

Reg No. 166



સંયોજક-(પ્રકાશક)

ગોકુળદાસ કુબેરદાસ મહેતા.

ઢાળની પોળ-અમદાવાદ.

૨૦૦૦ સન ૧૯૨૧

વસંત મુદ્રણાલયમાં મુદ્રાંકિત કર્યું.
ઘીકાંટા રોડ, શામળાની પોળ પાસે-અમદાવાદ.

કિંમત રૂ. ૦-૧-૦

## ગઝલ.

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હૈ,
દેખના હે જોર કીતના બાજુએ કાતિલમેં હૈ;
રહરવે રાહે મહોબ્બત રહે ન જાના રાહમેં;
લજ્જતે શહેરાન—વર્દી દુર યે મંઝીલમેં હૈ;
આજ ફિર મકતલમેં કાતિલ કહે રહા હૈં બાર બાર,
કયા તમન્નાએ શહાદતભી કીસીકે દીલમેં હૈ ?
અય શહીદે મુલ્કો—મિલ્લત મે તેરી ઉપર નિસાર;
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગેરકી મહફીલમેં હૈ;
વકત આને દે તુઝે બતલાયંગે અય આસમા !
હમ અભીસેં કયા બતા દે કયા હમારા દીલમેં હૈ
અબ ન પહેલે વલવલે હેં ઔર ન અરમાનોંકી ભીડ;
સિર્ફ મિટ જાનેકી યક હસરત દિલે બિસ્મિલમેં હૈ.

---

## દેશ ઉન્નતિકા યત્ન હમ અવશ્ય કરેંગે.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે. ૧
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણુ હમપર હૈ બહુત,
ઉસકે મિટાનેકે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે. ૨
ભારત કે દુઃખપ્રદ અવનતિપર, કયોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાનેકે લીયે હમ, કુછ ન કુછ કર જાયેંગે. ૩
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિ કે માર્ગમેં, હમ કુછ ન કુછ કર જાયેંગે. ૪

---

# ગાંધીજીને ચરણે.



ચરણે ગાંધીજીને શિર ઝૂકાવીએ,
શિર ઝૂકવીએ દિલ ઝૂકવીએ.—ચરણે.

સરકારે કાળા કાયદા કીધા
લોક પુકારો લક્ષ ન લીધા
પીડા પ્રજાની ક્યાં જઈ કહીએ ?—ચરણે.

બ્રિટિશ લોકમાં શ્રદ્ધા જ રાખી
હિન્દ બિચારૂં બની ગયું ખાખી
મૂગા મારો ક્યાં સુધી સહીએ ?—ચરણે.

મીતવાદી થાક્યા ઉદ્દામો થાક્યા
કોના ઉપાયો કામ ન લાગ્યા
સત્યાગ્રહનું તપ આદરીએ.—ચરણે.

વ્યાપી રહી ચારે બાજુ નિરાશા
અનાથ હિન્દની એકજ આશા
ગાંધી મહાત્માનું શરણુ જ લઇએ.—ચરણે.

ચં. ન. પંડ્યા.



# ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

---

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિયાત;
ધોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હેલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧

આજે લેશો શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે બાથે ?–તેજ છતાં બુટ્ઠી તરવાર !
ફેંકી દો સહુ બુટ્ઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નવ હથિયાર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨

હોય વિલંબ હવે શો ઠાલો ?
ધપતા ધપતા આગળ ચાલો, અગ્ર રહી ઘુમવું છે આજ;
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૩

નથી રુધિર રેલવવાં કોનાં;
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુ ભંગ;
નથી વિજયન રંગ રુધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરગંગ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૪

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં ?
આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૫

મરદાની મુજ ગુર્જર વીર !
કાર્યધુરંધર, શૂર, અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;
અંગ રુધિર ઉછળે નભ અડતાં, ભરો હરોને હર્ષ અમાપ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૬

ભૂત બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય !
નવ આશે નવ હાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;
એ ગુજરાત ! એ ગુજરાત ! ૭

મુખી પડ્યા કે હઠ્યા પછાડી ?
ધસો ધ્વજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર:
ધર્મભાર શૂરો જ વહે એ—એક પડે ત્યાં ઉઠે તેર !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૮

કોણ વિકટ પથ કહી ડરાવે ?–
પર્વત પરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ !
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૯

આપણ ગુણગરવા ગુજરાતી !
કૃષ્ણધરા અદ્‌ભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
સાહસ, શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં ગાજે રણધીર;
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૦

આવો નવરસના રઢિયાળા !
ગિરિગહ્‌વરમાં ભરી ઉછાળા કેસરિયાશું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૧

તીર્થે તીર્થે શુચિતા સ્થાપી:
ગરવી સાબ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી, સરસ્વતી ને દંમણગંગાનું જળ શૂર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૨

છે અદ્‌ભુતતા એ કંઇ જૂદી !
પશ્ચિમસાગરનાં જળ કૂદી ઉછળી ગગન કસે નિજ જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઊભી ઝીલે પડતું વ્યોમ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૩

એવાં ઓ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મૂસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ !
ભુજશું ભુજ ભીડીને આવો: એક જ પ્રેમ તણી છો વેલ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૪

અહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેષ વિષે બનવું નવ વ્હીલા: દ્વેષ કદી નવ આપે જીત
અંતરરિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૫

દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધુંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૬

લોચનના પડદા દો ખોલી !
ભૂત બધાં ખાતાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા ! થવું આપણે છે સ્વાધીન !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૭

રહેવું શુદ્ધ વચન મનકર્મે :
સાર એજ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ: ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૮

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઊઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જયકુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોર:
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૯

ઓ આ થાય બધે અજવાળાં !
ઉઘડયાં પુણ્ય પ્રભાત રસાળાં ! ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આ કર્મવીર ! હઠશો નવ લેશ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૦

સ્વપ્ન ફળે જુગજૂનાં સાચે :
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સમાઇ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બંધાશે ફરી વિશેક !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૧

કુંકુમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ !
પડખે અમ ઊભીને રાખો ગરવી ગુજરાતણુનો ગર્વ !
ઓ ગુજરાત ઓ ગુજરાત ! ૨૨

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શરાને ગરવું: કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૩

શ્વેત ધ્વજા ભારતમાં રોપો !
ચારે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગ બંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થશે નવીન અનૂપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૪
ધન્ય ધન્ય મોહનની લીલા !
પુણ્યભર્યા પ્રભુપાદ રસીલા ઘરઘર ભરે નવીન પ્રભાત
સત્વર વીરા ! પડો મોખરે, ગજવો જયજય ભારત માત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

અરદેશર ફેરામજી ખબરદાર.

---

## સ્વતંત્રતાનું સંગીત.

( દીનનો દયાળ છોડી કોને શરણ જાઉં—એ રાહ )

સમીપ આવતા પ્રભાતનું શું ગાન ગાઉં,
ગાઉં હું જ્વલન્ત દેશ ભાવિ ગીત ગાઉં.

સૂર્ય ઉદય થાય, જૂલ્મગાર હૃદય ધ્રુજે,
માતૃભૂમિ મુક્તિ, પુનર્જીવન સમીપ સૂઝે સમીપ.

ઉદય કાલ ને સ્વતંત્રતા સમીપ નિહાળું,
મંગલ એ સમય ગાઈને કૃતાર્થ થાઉં. સમીપ.

અધમ જૂલમ છેદવાને ધીરવીર ઘુમે,
છોડે નહિ યુદ્ધ ગીત—ગાઉં હું ઉમંગે. સમીપ.

દેશભક્ત મૃત્યુ વિજયી યુદ્ધ માંહી થાયે,
જ્યોતિ કંઇ સ્વતંત્રતાની, દેશને ઉજાળે. સમીપ.

ગાઉં દેશભક્ત મધુરે મરણ ગીત ગાઉં,
ગાઇ મીઠું હૃદય ગાન, કૃત કૃતાર્થ થાઉં સમીપ.

---

# આકે ૧૯૬૬.

૧

અયિ! હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમિનિધિ કંઈ કુદરત તને નવાજે;
તુજ ભાલ પર સનાતન સૌન્દર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિપ્રાત: બાલભાનુ તુજ આરતિ ઉતારે;
હિમાદ્રિ કેશ તારા કિરણો થકી સમારે.

૨

સંસ્કૃતિ–પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ સાહી દોરે ભૂલ્યાં ને દ્વારે;
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દ આંગણુ રેલી ઉષા યુવાની.

૩

પુરાણુ દેવ ભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે નિજ અહીં દેહને પ્રજાળી;
પોષી પ્રજાત્વ પ્રીતે કંઇ અકબરે ઉજાળી,
સીંચી રુધીરે રાણે સુરવાડી આ રસાળી;
આ ભૂમિની સમાધે શૂરવીર કંઈ સૂતા છે.
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમૂલી મતા છે.

૪

ખંડેર જીર્ણું એ કંઇ થર કીર્તિ હજી કવે છે,
જેનાં અમારી રગ રગ ઉનાં રૂધિર વહે છે.
દેવો ચઢી વિમાને હજીએ ધ્વનિ શ્રવે છે.
એ કીર્તિ ઘોષ હજીએ અમ કાનમાં રવે છે,
કાશ્મિર શું ન દાખે કંઇ સ્વર્ગ રંગ હજીએ ?
વહતી ન શું પ્રતાપી પુનિત ગંગ હજીએ ?

૫

માધુર્ય ને મૃદુતા એનાંએ ફૂલ ફળોમાં,
કરતા કળા કલાપી આજે યે જંગલોમાં;
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં.
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં.
એની એ સંસ્કૃતિ કંઇ દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ વ્હાલો વિનાશ અમને !

૬

ફૂલ બાગ શોખીનોને ફૂલે લગન મુબારક !
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક !
બુલબુલને ગુલ મુબારક ! ગુલને ચમન મુબારક !
બેલી વિના ના અમને વ્હાલું વતન મુબારક !
નન્દન વને આ ખીલશે અમ ઉર પ્રફુલ્લ કળી શું ?
જે જનની અંક ઝૂલ્યા તે અંકમાં ઢળીશું !

૭

ભોજન ભુખ્યાંને અમને વ્હાલાં નૂર વતનનાં,
નયનોની શેરનીએ સુખ સત્ય એ જીવનનાં;
જળ હળ ઝગે છે જ્યોતિ રગ રગ એ પ્રેમ અગનન
વ્હાલા કુસુમ સમ છે કાંટા યે આ ચમનના;
છે ચર્ણ્ ધૂલિ જેની અમ ભસ્મ લેપ તનને,
મરીને અરે ! ચહીશું પ્યારા વતન–કફનને.

---

## એક દિન એવો આવશે !

---

એક દિન એવો આવશે, ( ધ્રુ૦ )
જ્યારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલ્હાળશે,
એક દિન એવો આવશે.

કળિકાળમાં પણ વીર એવા, આર્ય ભૂમિમાં પાકશે,
નિજ વીર્યથી, ભૂમિ ભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે.–
એક. ૧.

રામ, અર્જુન, ભીષ્મ, જેવા, કર્ણ સંગ પ્રતાપને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જર રાજનેય ભુલાવશે.–
એક. ૨.

શિબિરાજ, ભગિરથરાજસમ પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજનેય વિસરાવશે.–
એક. ૩.

પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા, આર્યાવર્ત્ત ઉદ્ધારશે.–
એક. ૪.

આત્મબળ પામી બધા, આ પુત્ર ભારત વર્ષના,
નિર્ભયતણી મૂર્ત્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે.–
એક. ૫.

આ દુઃખને ભૂખના પડે પોકાર ચારે દિશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ, મંદ મધુરા ચાલશે.–
એક. ૬.

મરૂ દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફૂલ્લથી લચી સુંદરી સમ એકલી અહિં મ્હાલશે.–
એક. ૭.

અહિંથી મહાવીર મહારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઇ રાજ્યના શુદ્ધ ધર્મને શિખવાડશે.–
એક. ૮.

પૂર્વે થયા નહોતા અને સ્વપ્ને ન તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે.–
એક. ૯.

મગનભાઈ ચતુરભાઇ પટેલ.

## હિંદ માતાને સંબોધન !

ઓ હિંદ ? દેવ ભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં.
હિંદુ અને મુસલમિન; વિશ્વાસી, પારસી, જિન;
માતા સમાન રીતે, સંતાન સૌ તમારાં !
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી;
સેવા કરે બને તે સંતાન સૌ તમારાં !
પૂર્વે થયા પ્રતાપી શ્રી રામ, કૃષ્ણ, જેવા;
અકબર શિવાજી તેવા; સંતાન સૌ તમારાં !
વાલ્મીકિ, વ્યાસ, નાયક, દાદૂ નઝીર, તુલસી
તુકા, કબીર, દેવી ! સંતાન સૌ તમારાં !
ગોપાળ કૃષ્ણ, દાદા; કેશવ, તિલંગ, અહમદ;
સિદ્ધાર્થ સાથ રાહુલ, સંતાન સૌ તમારાં !
સીતા અને સુભદ્રા, તારા અને અહલ્યા;
ઝેબુન્નિસાને મીરાં; સંતાન સૌ તમારાં !
ચાહો બધાં પરસ્પર ! સાહો બધાં પરસ્પર,
એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં !

—કાન્ત

---

## ગઝલ રાગ ભૈરવી.

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો
દેશ પર ઔર જાતિપર હસ હસ કે મરના શીખ લો
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો
શાંતિ કે સિદ્ધાંતસે યમસે ન ડરના શીખ લો
આજ યદિ હોતા તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે

તેર કર તો રક્ત સાગરસે ઉતરના શીખ લો
ફિર જલાદો સકલ સંસારકો ક્ષણુ માત્રમેં
દેશ દુઃખ કી આગમેં પર પહેલો જલાના શીખ લો
જેલ યાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો
કૃષ્ણુ જન્મ સ્થાનમેં નિર્ભય વિચરના શીખ લો
દેખના હે દૃશ્ય ભારત વર્ષમેં યદી સ્વર્ગકા
દેશકા તો પ્રાણુ પનસે દુઃખ હરના શીખ લો.

---

## જન્મભૂમિનું જયમંગલ.

જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ;—ધ્રુવ.

રઘુવીરસમ વીરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ—જય
જનની અંક ઝૂલીએ, ઝનૂની, રંગ ઝીલીએ,
આત્મઅગ્નિ-ઉજાસથી બધું ઉજાળીએ—જય.

સત્ય અર્થ સજજ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ—જય.
સત્યથી સચવાય સ્વત્વઃ સમજીએ થઇ પ્રવૃત્તઃ
ઘૂમીએ ઝઝૂમી, જંગ તો મચાવીએ—જય.
ભૂતળ ફોડી ફેડીએ, ઊંડી જડો ઉખેડીએ,
દોરને દમામ દેશનો જમાવીએ—જય.

સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યત્ન યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ!—જય.
માતુ દીન દુઃખાય છે, સપુત! પીડા પીછાનીએ,
દુઃખ દીપાવીએ, ઉમંગને વધાવીએ—જય.
[illegible] સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
[illegible]ભાવથી બધું, અનુભવ પીછાનીએ—જય.

—લલિત.

# અમારો દેશ.

( દિવ્ય )

અમે ભરત ભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સૂત્રો, ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી, દેશી, એ દિવ્ય અમારો દેશ. ૧
અંધકાર વિષે અથડાતાં, કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએથી, હા ઉછળે ઉર્મિ અશેષ,
અમે દેશી, દેશી, દેશી, એ દિવ્ય અમારો દેશ. ૨
ક્યાં હશે હિમાલય જેવો,? ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ ?
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી, કરતાં પ્રભુ પંથ ઉજેશ ?
અમે દેશી, દેશી, દેશી, એ દિવ્ય અમારો દેશ. ૩
ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ? ક્યાં ગર્જ્યા અરજુન ભીમ ?
ક્યાં રજપૂત વીર ઝઝુમ્યા બળ દાખવવા અસીમ ?
રે ભૂલીએ તે રીતે શી, અમ અંતરની લવલેશ ?
અમે દેશી, દેશી, દેશી, એ દિવ્ય અમારો દેશ. ૪
નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહિં દે અમને ઉપદેશ,
અમે દેશી, દેશી, દેશી, એ દિવ્ય અમારો દેશ. ૫

—[illegible]

# હિન્દોસ્તા હમારા.

---

સારે જહાંમે અચ્છા, હિન્દોસ્તા હમારા,
હમ બુલબુલે હૈં ઈસકી, યહ ગુલસિતાં હમારા.
ગુરબતમેં હોં અગર હમ, રહતા હૈ દિલ વતનમેં;
સમઝો વહીં હૈં હમભી, દિલ હો જહાં હમારા.
પર્વત જો સબસે ઊંચા, હમસાયા આસમાંકા
વહ સંતરી હમારા, વહ પાસબાં હમારા.
ગોદીમેં ખેલતી હૈં, જિસકે હજારોં નદિયાં
ગુલશન હૈ જિનકે દમસે, રશ્કે જિના હમારા.
અય આબેરોદે ગંગા, વહ દિન હૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે, જબ કારવાં હમારા,
મજહબ નહી શીખાતા, આપસમેં બૈર રખના;
હિન્દી હૈ હમ વતનહૈ, હિન્દોસ્તાં હમારા.
મજહબ નહી શીખાતા, આપસમેં બૈર રખના;
હિન્દી હૈ હમ વતનહૈ, હિન્દોસ્તાં હમારા.
યુનાનો મિસ્રો રોમા, સબ મિટ ગયે જહાંસે;
અબ તક મગર હૈ બાકી, નામો નિશાં હમારા.
કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહી હમારી;
સદિયોં રહા હૈ દુશ્મન, દોરે જમાં હમારા.
ઈકબાલ કોઈ મહરમ, અપના નહી જહાંમે;
માલૂમ ક્યા કિસીકો, દર્દે નિહાં હમારા.

---